॥ ॐ ॥

॥ श्रीगणेशायनमः ॥

# वीरबाळा

## નાટકનાં ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

---

રચનાર.

સ્વર્ગસ્થ કવીશ્વર


**વાઘજીભાઇ આશારામ ઓઝા.**


---


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મૂળજી આશારામ ઓઝા.**

મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના માલેક.

સૂર્ય પ્રકાશ થીએટર, સ્ટેશન રોડ-સુરત.

આવૃત્તિ ૪ થી-પ્રત ૫ હજાર.



[ગ્રન્થસ્વામિત્વના સર્વ હક્ક પ્રસિદ્ધ કરનારે રજીસ્ટર નોંધાવી સ્વાધીન રાખ્યા છે. માટે તેમની રજા સિવાય કોઇએ છાપવું છપાવવું કે ભજવવું નહિ.]



શા. ખુબચંદ અમીચંદના ધી સુરત "જઈન" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી, ખપાટીઆ ચકલા-સુરત.

---

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

મૂલ્ય બે આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ



# નામદાર વાઇસરાય સાહેબ.

કૉપીટલ હજુરમાં ઑનરેબલ સરજયન જનરલ મરહુમ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઇ. એમ. ડી. ડીરેકટર જનરલ ઑફ મેડીકલ સરવીસવાળા પ્રમુખ હતા તે સ્પેશીયલ રેડ ક્રોસ વૉર હૉસ્પીટલ કે જેમાં મેજર ઑનરેબલ સર ઍફ સ્ટેવર્ટ સી. આઇ. ઇ. કલકત્તા તથા મેજર એ. ઇ. વાલ્ટર. આઇ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાકટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે તે હૉસ્પીટલમાં, રાજા, મહારાજાઓમાં, નવાબો, નામદાર સરકારના ધારા સભાના ઑનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો મેજરો, કેપ્ટનો, ડેપ્યુટી ડીરેકટર જનરલ ઑફ પોસ્ટ ઑફીસ, નામદાર ઇન્ડીયા સરકારના કોમર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલયન ઑફીસર, પોલીટીકલ એજન્ટ, યુરોપીયન સીવીલ સરજયન, લેફ્ટેનન્ટ, આઇ. એમ. એસ. એમ. ડી. ના [illegible] ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમાં બાદશાહી યાકુતી નામની જગ જાહેર દવા બહુ વપરાય છે.

# બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધીં મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

॥ ॐ श्रीगणेशाय नमः ॥

રાણા રાજસિંહ અને વિમળા નાટકને લગતા કેટલાક ઐતિહાસિક પુરાવા મળવાથી સુધારાવધારા સાથે તેના ગુણ ઉપરથી યોજેલું વીરબાળા નાટક.

# વીરબાળા.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.



### મંગલાચરણ-ઇશ્વર સ્તવન.

### અંક ૧ લો.

૧ જોધપુરના મહારાજા રાઠોડ જશવંતસિંહ પોતાની મા તથા રાણી અને બે પુત્રીઓની રજા માગી, દિલ્હીનો ઔરંગઝેબ બાદશાહ જે ચડાઇ કરી આવેલ છે તેની સામે લડવા જાય છે. રાજ પુરોહિત તથા જોશી તેને આશીર્વાદ આપે છે.

૨ જોધપુરનું લશ્કર, પાછળથી દિલ્હીનું લશ્કર—બન્ને વચ્ચે લડાઇ, મહારાજા જશવંતસિંહ નાશી જાય છે, પાછળથી તેનું લશ્કર પણ નાસે છે.

૩ વીરબાળા અને કેસરબા, બન્ને બ્હેનો વચ્ચે સતીધર્મ વિષે ચર્ચા, વીરબાળાની સખી વીરકળા એ આવી રાજપુત લશ્કરના પરાજયના ખબર આપવા બન્ને બ્હેનોનું કિલ્લામાં તેની માતુશ્રી પાસે જવું.

૪ જોધપુરના દરવાજા બાહાદુર રાણીએ બંધ કરાવ્યા છે, અને રાજા પોતાને કિલ્લાની અંદર લેવાને રાણીને સમજાવે છે છતાં શૂરવીર રાણી સમજતી નથી. છેવટ રાજા બહુજ કાયર થાય છે ત્યારે તેને કિલ્લાની અંદર લઇ રાણી પોતે કેટલાક દેશહિતેચ્છુ સરદારો સાથે લડતાં મારી જાય છે.

૫ ઔરંગજેબ બાદશાહ, જશવંતસિંહ જીવતો નાશી ગયો તેને માટે પસ્તાવો કરે છે. પાછળથી રાણીનું શબ બાદશાહ રુબરુ વજીર લાવે છે. બાદશાહ રાજપુતાણીની ખુબસુરતી અને બહાદુરી જોઇ જશવંતસિંહની કુંવરીને પરણવાની ઇચ્છા કરે છે અને રાણીને અગ્નિ સંસ્કારનો હુકમ કરે છે, જશવંતસિંહ તેની મોટી કુંવરી કેસરબાને બાદશાહ સાથે પરણાવે છે તેથી બાદશાહ ખુશી થઈ જોધપુરથી દિલ્હી જાય છે.

૬ જશવંતસિંહે એક દીકરી પરજાતિને આપી એવી એની નબળાઇ જોવાથી તેની બીજી દીકરી વીરબાળા સાથે લુંટારાના સરદાર અજેપાલને તેને વરવાનું મન થાય છે, એક સુરદાસ ભીખ માગવા આવે છે તેને છેતરી કાંઇ બાતમી લેવા તથા ચોરી કરવા અજેપાલ તેની પાછળ જાય છે.

૭ કેસરબાને તેના પિતાનો પત્ર આવવાથી, બાદશાહ પાસે રજા માગી જોધપુર જવા નીકળે છે.

૮ આંધળાઓના ઘરમાં અજેપાલ ચોરી કરવા પેઠેલો પણ પાછળથી પ્રપંચ કરી કોટવાળના હાથમાંથી છુટી જાય છે.

૯ કેસરબા તથા તેની દાદી મળે છે. પાછળથી જશવંતસિંહ કેસરબાને મળે છે. વીરબાળા મળવા ન આવવાથી કેસરબા પોતેજ તેને મળવા જાય છે.

૧૦ વીરબાળા દશેરાનો તહેવાર હોવાથી શસ્ત્ર પૂજા કરે છે ત્યાં કેસરબા આવે છે. ક્ષત્રીની સ્ત્રીઓએ શસ્ત્ર પૂજા શા માટે કરવી જોઇએ (!) વગેરે બાબતમાં બન્ને બ્હેનોને મ્હોટી તકરાર થવાથી કેસરબા રીસાઇ ગુસ્સે થઈ પરબારી દિલ્હી ચાલી જાય છે.



## અંક ૨ જો.

૧ ગુસ્સે ભરાએલી કેસરબા, ઔરંગઝેબ બાદશાહને વીરબાળા સાથે લગ્ન કરવા સમજાવે છે; બાદશાહ જશવતસિંહ ઉપર એક હુકમ લખી વીરબાળાની માગણી કરે છે.

૨ લુંટાયલો આંધળો તેના મિત્ર લુલીયાની મદદ લઇ અજેપાલના ઘરમાંથી પોતાનો માલ પાછો મેળવે છે. ( પ્રારબ્ધ અને પુરૂષાર્થની અજમાયશ. )

૩ જશવતસિંહ ઓરંગઝેબનો પત્ર આવવાથી તેનાં પિત્રાઇ કાકા રામસિંહજી વગેરેની સલાહ લે છે. રામસિંહજી ના પાડે છે છતાં વીરબાળાનું માગું કબુલ રાખે છે; બાદશાહને વસંતપંચમીપર લગ્ન માટે બોલાવે છે.

૪ વીરબાળા બાદશાહને પરણવા ના પાડે છે તેથી જશવંતસિંહ તેને સમજાવે છે છતાં તે સમજતી નથી. લાચાર સ્થિતમાં આવેલી વીરબાળા, તેની સખી વીરકળા સાથે મળી ઉદેપુરના

રાણા રાજસિંહપર વિનતિપત્ર લખી શરણ માગે છે અને તે પત્ર વીરકળા સાથે મોકલાવે છે. વીરબાળાની સખી વીરકળા ઉદેપુર પોતાને સાસરે જાય છે તેથી બન્ને સખીઓ ભેટી જૂદી પડે છે.

૫ ઉદેપુરના રાણા રાજસિંહની કચેરીમાં વીરકળાનો પતિ ચંદાવત વીરબાળાનો પત્ર લઈ આવે છે. રાણો સરદારો સાથે મસલત કરી વીરબાળાની માગણી કબુલ કરે છે પત્રનો જવાબ લખી પંજુ જોશી સાથે મોકલાવેછે ને પોતે જોધપુર જવા ચંદાવત વગેરે સરદારો સાથે નીકળે છે.

૬ ચંદાવત સરદારનાં લગ્ન વીરકળા સાથે આજેજ થયાં છે અને ચંદાવતને રાણાજી સાથે વીરબાળાનું રક્ષણ કરવા નિમિત્તે યુદ્ધનો પ્રસંગ આવ્યો તેથી ચંદાવત મોહાસક્ત થઇ વીરકળાને શીયલ રક્ષણની વારંવાર ભલામણ આપી જાય છે; પાછળથી પાછો "બરાબર રહેજો" એમ કહેવરાવવાથી વીરકળા ગુસ્સે થઇ પોતાનું માથું કાપી દાસી સાથે મોકલાવી ચંદાવતને નિડરપણે યુદ્ધે જવા ઉત્તેજન આપે છે.

૭ જોધપુરમાં બાદશાહ (બરાત) "જાન" લઇ આવેલ છે ત્યાં કેસરખા પાસે પુરંધરી, પંજુ જોશીને પૈસાની લાલચથી ખુટવી રાણાએ આપેલો વીરબાળાનો પત્ર લાવે છે, તે ઉપરથી કેસરખા પ્રપંચ કરી વીરબાળા તરીકે રાણાને ચીઠ્ઠી લખી રોહડીઆ હનુમાને મળવા બોલાવે છે અને રાણાને ફસાવવા પોતે જાય છે.

૮ કેસરબાએ વીરબાળાના નામથી લખેલી રાણાપરની ચીઠ્ઠી પંજુ જોશી પાસેથી જંગલમાં અજેપાળના મકાન પાસે પડી જાય છે, તે ચીઠ્ઠી અજેપાળના હાથમાં આવવાથી પોતે રાણા બની વીરબાળાને ઉપાડી જવાને હનુમાનની જગ્યાએ જાય છે.

૯ હનુમાનની જગ્યામાં કેસરબા "વીરબાળા" બની રાણાને હેરૂ કરી કેદ કરવાને બેઠેલી છે, ત્યાં અજેપાળ રાણા બની કેસરબાને ઉઠાવી જાય છે.

૧૦ બાદશાહ સાથે વીરબાળાએ લગ્ન નહિ કરવા હઠ લીધી છે, એવી ખબર મળવાથી બાદશાહ ગુસ્સે થઇ વીરબાળા ને એક ગુલામ સાથે પરણાવવાનો હુકમ જશવતસિંહને કરે છે.

૧૧ વીરબાળા ને રાણા રાજસિંહની મુલાકાત, વીરબાળાનો અત્યાનંદ.

૧૨ ઔરંગજેબની છાવણીમાં સાદીની મીજલસ, નાચ તમાશામાં સર્વેનું મશગુલ થવું, ત્યાંથી રાણાએ, વીરબાળા અને ચંદાવત સાથે જાહેર રીતે હિંમતથી પસાર થવું; રંગમાં ભંગ, લડાઇ, ચંદાવતનું લડતાં પડવું, રાણાના બીજા સારા પટાવતે ઔરંગ જેબને પકડીને વેર લેવું.



## ટેબ્લો.



### અંક ૩ જો.

૧ વીરબાળાનું રાણાએ હરણ કરવાથી ઔરંગજેબનું ગુસ્સે થવું, ઉદેપુરને જમીન દોસ્ત કરવા તથા જસવંતસિંહને પકડવ

હુકમ કરવો, એટલામાં કનીઝકેઆવીને કેસરબાનું પણ હરણ થવાના સમાચાર કહેવા. બાદશાહનું કેસરની તથા રાણાની શોધમાં લશ્કર લઇ પાછળ જવું. આ સર્વ બનાવમાં પુરંધરીની ખટપટ માલુમ પડવાથી તેને ગુલામ મશુરને સોંપવી.

૨ રાણો તથા વીરબાળા મેવાડની હદમાં છે ત્યાં કોઇ સ્ત્રી (કેસરબા) નો દુઃખી પોકાર સાંભળતાં, રાણો તેની મદદે જાય છે અને પાછળથી યોગી વેશે નીકળી પડેલા પોતાના પિતા જશવંતસિંહ ને વીરબાળા મળે છે અને તેઓ બન્ને રાણા પાસે જાય છે.

૩ પુરંધરીને ગુલામને સોંપી છે ત્યાં તેનો ધણી તેને મળે છે, બન્ને જણા યુક્તિ કરી ગુલામના પંજામાંથી છુટી જાય છે.

૪ અજેપાળ કેસરબા ઉપર જુલમ ગુજારવા તૈયાર હતો, ત્યાં રાણો આવી કેસરબાને છોડાવે છે. કેસરબા ને વીરબાળાની ભેટ–કેસરબાનો પસ્તાવો. જશવંતસિંહે આપેલો કેસરબાને ધિક્કાર, રાણાની નેકી–અજેપાળને અભય વચન–બાદશાહનું આવવું, કેસરબાને રાણાએ બચાવી તેથી રાણા તથા બાદશાહ વચ્ચે થએલી છેવટની સલાહ, દેશોન્નતિની માગણી અને નાટય પ્રયોગની સમાપ્તિ.



# મુખ્ય પાત્રો.

જશવંતસિંહ....................જોધપુરનો રાજા (વીરબાળાને કેસરબાનો પિતા.)
ઔરંગજેબ....................દિલ્હીનો મોગલ બાદશાહ.
રાજસિંહ....................ઉદેપુરનો રાણો.
રામસિંહજી....................જશવંતસિંહનો કાકો.
ચંદાવત....................રાણા રાજસિંહનો મુખ્ય પટાવત.
અજેપાળ....................એક તસ્કર, ભીલ સરદાર.
પુંજુ....................જસવંતસિંહનો રાજજોશી.
જેમલબારોટ....................રાણા રાજસિંહનો દશોંદી.
મશુર....................બાદશાહનો માનીતો ગુલામ.
મહાદેવી....................જશવંતસિંહની રાણી, વીરબાળાની મા
દાદી....................જશવંતસિંહનાં માતુશ્રી.
વીરબાળા....................જશવંતસિંહની પુત્રી.
કેસરબા....................જશવંતસિંહની પુત્રીને ઔરંગજેબની બેગમ
વીરકળા....................વીરબાળાની સખી ને ચંદાવતની સ્ત્રી.
પુરંધરી....................એક ભીલડી, વીરબાળાની હલકી દાસી.
કનીઝક....................કેસરબાની દાસી,

એ સિવાય લશ્કર, વજીર, પ્રધાન, ભીલના સોબતી, સુરદાસ કંચનીયો વગેરે, વગેરે.

॥ ॐ श्रीगणेशायनमः ॥

# વીરબાળા

## નાટકનાં ગાયનો.



### મંગલા ચરણ.

સર્વે પાત્રો—

પ્રણુમીએ પ્રેમે તમને હે વિશ્વંભરા,
પ્રણતપાળ ઓ દયાળ તું છો દુખહરા.
આર્ય માતનાં અપાર કષ્ટ તું હરે,
દેશ ભક્તિ સેવા શુદ્ધ અંકુરો જરે;
ન્યાય નીતિ સત્ય પ્રીતિ સ્થાપે આ ધરા.—પ્રણુમીએ.
આર્યં માત દીન જોઇ, દિલ દાઝતું,
દેશમાં વિદેશી જોર, એહ સાલતું;
ભર્તમાં અનર્થ અન્ય ધર્મે આદર્યા—પ્રણુમીએ.
ક્ષત્રિયોમાં વીરનારી નર જે નીપજ્યા,
જે કવિ કથા ને ઇતિહાસમાં છતા;
સંચરે છે દેશહિતે ક્ષત્રિય વીર ખરા.—પ્રણુમીએ.

આ આર્ય ભૂમિમાં રહ્યા અતિ યવનો ગાજતા,
આર્ય પુત્રોને પ્રપંચથી ફસાવતા;
સ્વદેશની સેવામાં સહાય થા તું ભૂધરા.—પ્રણમીએ૦

**કેસરબા—** ૨

તમ સાથ જો કહો તો હું રહું, સુભટ પિતા તમ સાથ (૨)
યુદ્ધ જોવાની મને હોસ ઘણી છે, એ ઇચ્છા પાર પાડવા ચહું–તમ૦
અંગરક્ષક તણું કામ બજાવીશ દુશ્મનોની હરકતોને હું હરું–તમ૦
શત્રુઓની વચમાં આપે વિચરતાં, કહો તો મદદમાં હું રહું–તમ૦

**જશવતસિંહ—** ૩

લઇ સેન ચડું બ્હેન કરું યવન ચકચૂર.
કરો નાંદ ચિંતા તો, દીપાવું કુલ બતાવું શૂર,
પણ ફીકર ઉર ક્યારે મળશું એ રહે જરૂર–લઇ૦

**વીરબાળા—** ૪.

ચિંતા મૂકી બાપુ, ચડો સંગ્રામમાંગે, (૨)
વેગે વ્હેલા જઇને આવો, વિજય તાત કીર્તિ ઝગાવો,
ક્યાશ બાપુ નહિં રાખો, એ કામ મારે,–ચિંતા.
દુશ્મન દળને જઇ સંહારો, છાતીમાં ઘા એને મારો,
પૂર્વજ બાપુ તારો, પુરી હામ મારે ચિંતા૦
ચલાવજો સમશેર તમારી, સાસરીયામાં સવાઇ મારી,
પરણું ત્યારે સૌ પીછાને, નામ મારે–ચિંતા૦

**મહાદેવી—** ૫

શત્રુઓથી સ્વામી, સામે પગલે લડજો,
સામે પગલે લડજો, પીઠ પાછી નવ ધરજો–શત્રુ૦

દુશ્મન નર ધા પણ જોઇ, સૌ વખાણે જ્યારે,
પરાક્રમ એવું પ્યારા, નિડર થઇ બતાવજો—શત્રુ.
યુદ્ધ વિષે મનજ અમમાં, લેશ નવ રાખશો,
સૈન્યે ખડગ વાપરી પ્યારા, શત્રુને સંહારજો—શત્રુ૦

લશ્કરીઓ— ૬

શૂર બતાવો અરિ સતાવો, ખડગ રણમાં અજમાવો,
કાપો જઇને આપો મૃત્યુ, કરે આવ્યાનો પસ્તાવો.
ઠાર ઠાર એ અનલ, કરવા આવ્યો અમંગળ,
બચે નહિ એકે વ્યંડળ, તો સાચું ક્ષત્રિય દંગલ.
મારવાડીની લાજ, એ લેવા આવ્યો આજ,
કરી તારાજ, કાઢો દાઝ, નહિ તો જાશે રાજ.
થાઓ હુંશિયાર શત્રુને નમાવો, આવ્યાં એ,
શિયાળ ધ્રુળજ ફકાવો, ચલાવી તલવાર;
માથાં રખડાવો, કરવા રણસત્કાર તમે જાઓ, જાઓ, જાઓ.

વીરકળા— ૭

સુણ બ્હેની પ્યારી, જે જે થઇ સતી નારી,
પતિને પ્રભુ જાણતી, તું જોને વિચારી—સુણ૦
સીતા કુંતી સુલોચના, અનેક સતી વિખ્યાત,
વર્તા સર્વે તેમજ ભર્તા, વિના અવર નહિ વાત;
નળને પ્રભુ જાણ્યા દયમંતી, એકજ પતિ અનન્ય,
પતિ સ્મરણ તે કદી ન ચૂકી, સંકટમાં શુદ્ધ મન—સુણ૦
જુઓ દ્રૌપદી પાંડવ જનની, સતી જે નિર્મળ નાર,
દુ:ખો દુર્યોધનથી પામી, તવ કૃષ્ણે કીધી વ્હાર;

માટે એ સતીઓની રીતિ, રાખીને જગમાંય,
શિયળ તણું કરવું રક્ષણ ને, કંથ તણી સેવાય—સુણ૦

વીરબાળા— ૮

તેં શીખ જે કરી, તે લઉં દિલે ધરી,
પણ એ સતીઓ બ્હેની કાંઇક કાચી તો ખરી.
કેમ દ્રૌપદીએ સંહાર્યા, નહિ કૌરવને આપ,
જેથી તેના પતિએ વેઠયાં વિદેશ વનના તાપ;
ઇંદ્રજીતની સુલોચના, મહા સતી અતિ હુંશિયાર,
શત્રુ હાથ કેમ પતિ શિર પહોંચ્યું, ઘર બેસી રહી નાર—તેં શીખ જે.
જુઓ આપણી બ્હેની શૂરી, સોનરાણીનાં કામ,
જઇ દિલ્હી ઉગાર્યો પતિને, સતી તો એનું નામ;
વણ હિંમત હું સતી વદું નહિ, અબળા મિથ્યા નામ,
ટેક જાયને પતિ રખડે તો, સતી તણું શું કામ—તેં શીખ જે.

મહાદેવી— ૯

દેશ હિતને માટે દોડો, કરો સમરપણ તન મન ધન,
નહિ તો મારૂ ભૂમિનો, તમ બેઠા થાશે કંથ પતન.
વિજય વાવટો જઇ ફરકાવો, રણક્ષેત્રે દેખાડો રંગ,
રાઠોડ કીર્તિ અવિચળ રાખો, દુશ્મન દળમાં પાડી ભંગ.
રાજપુતો—રક્ત રેડશું રણ ભૂમિમાં, મારૂ માતા થાય પ્રસન્ન;
રાઠોડ પુત્રો હયાત બેઠા, કેમ હોય એ જાય પતન.
મહાદેવી—સ્વતંત્ર ભૂમિ મારવાડની, સિંહ જેવા છે જેના બાળ,
પરાધીન નહિ થશે કદી એ, ભલેને આવે સામો કાળ.

**રાજપુતો**—સ્વદેશ માટે શિશ સોંપવું, વીર પુરૂષનો એહ ધરમ.
ધિક્કાર છે દેશ હિતને કરતા, એથી બીજી કયી શરમ.
**મહાદેવી**—સજી શસ્ત્ર એ દુષ્ટ યવનને, જઇ દેખાડો યમનું દ્વાર.
મારવાડની મહાદેવીનો, બોલો પ્રીતે જયજયકાર.

**અજેપાળ**— ૧૦

ઠીક આવ્યો છે તાલ, મનવા જોધપુર તું ચાલ,
નાત આખીમાં નામજ કાઢું, ખરો ત્યારે અજેપાલ.
લુંટ કરીને આવ્યો શાહ ત્યાં, લાવ્યો અનગળ માલ,
ચોરમાં મોર જઇ પડું હું, જડે ન જેની ભાળ.—મનવા.
મારવો તો મીરને મારવો, કરવો ધા ન બકાલ,
તીજોરી જઇ ફાડું રાજાની, જાય જનમનું સાલ.—મનવા.

**કેસર**— ૧૧

શી છે ખુબી મુગલ મહીપ, મળતાં મન લોભાવે,
ભાવે પ્રેમ બતાવે.
શાહ છે શાણુ રૂપની ખાણુ, ચતુર મન ચળાવે,
મોહન મારા રહે ન ન્યારા, ગમતી મોજ મણાવે—શી છે.
સહુમાં શાણી, ગણી પટરાણી પ્રીતમ પ્રેમ બતાવે,
રંગમાં રસીયા, મનમાં વસીઆ, રસિકઓ પ્રિય આવે.—શી છે.

**કેસરબા**— ૧૨

દીજીયે મુજકું રજા, વાલીદકે ઘર જાઉં હજુર.
જબસેં આઇ શાદી કર, બહોત રોંજ ગયે ગુજર,
આજ આઇ ખુશ ખબર, મીલકે ઝટ આઉં જરૂર.

બાદ મહીનેકે મેં આઉં, મનકો તસલ્લી દિલાઉં,
દીદ ઉન સબોકા પાઉં, દિલપેં ગમકા સાયા પુર.

ઔરંગજેબ— ૧૩

પ્યારી તેરે બીના દિલકો ન રહેગા ચેન,
બયાદ હોગી હરદમજાની, દિલકો.
દિલ તડપેગા મીસાલે બીસમીલ,
જલેગા ખુન દિન રેન.—પ્યારી.
બાગો બગીચે મેહેલ હો સુને,
આંસુ બહેગે નેન—પ્યારી.
ન ભાવગા કુચ્છ ખાના વ પીના,
ખ્વારી હોગી ખુની નેન.—પ્યારી.

સુરહાસો— ૧૪

જુનું તો થયુંરે દેવળ જુનું તો થયું,
મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું.
આરે કાયારે હંસા ડોલવાને લાગી,
પડી ગયા દાંત માંયલી રેખું તો રહ્યું—મારો૦
તારે ને મારે હંસા પ્રીત બંધાણી,
ઉડી ગયો હંસ પિંજર પડી તો રહ્યું.—મારો૦

સુરહાસો— ૧૫

કેમ આ કળાય, રાજ યમદુતોની માયા,
લાંચીયા લબાડ માથે, થાય છત્ર છાયા.—કેમ.
શ્રી હરિની બ્હીક છોડી, લોભમાં તણાયા,

આંધળાનો ન્યાય કરે, આંધળી ના જાયા—કેમ.
દુષ્ટના પ્રપંચ વડે, ફંદમાં ફસાયા,
માલ ખોયો માર ખાધો, ચર ચરેછે કાયા.—કેમ.
જેની વ્હાર તેની ધાડ, ધૂતારા ધરાયા,
ચોર દડે શાહુકાર, ખોયું જે કમાયા—કેમ.
બદલવું તું બીજું ઠામ, ભૂલમાં ભમાયા,
સાચા ઠર્યા આમ ખોટા, લાલચે લૂંટાયા.—કેમ

વીરબાળા— ૧૬

ભાવથી કરીએ શસ્ત્ર પૂજા, આજે દશેરાનો છે તહેવાર,
શાક્તરૂપે તમે શસ્ત્ર શોભો છો, સેવે રાજ દરબાર.
શુરવીર જનનાં આભૂષણ છો, તમે સદા તલવાર,
મેત્રન આપનું કરે સદા જે, સૌનો તે સરદાર.
વિનવું ક્ષત્રીની બાળ, શિયળ રક્ષણે લેશો સંભાળ,
શત્રુથી છો તારનાર, તમે તો હે હથિયાર—ભાવ.
છોડે જે તમને ભૂપાળ, તે ગુમાવે નિજ ઘરબાર,
એવો છે ચમત્કાર, દેવી નમું હું વારંવાર—ભાવ.

વીરબાળા— ૧૭

જુઓ બ્હેની શસ્ત્ર સર્વ ગર્વ ઉતારે આ.
બરછી ફરસી તરસી દુશ્મનોની વેગવંત,
ચક્રગદા સાંગ હસ્ત ધારે ધીર રણમાં—જુઓ બ્હેની.
જુઓ દમકતી, તેજ ઝમકતી, વીજ ચમકતી,
મણિજડેલી, ભવ્ય ઘડેલી, તિક્ષણ ઘેલી, દળ
સંહારે, શત્રુ મારે, શર પ્રસારે, સામી ચાલે,

પ્રચંડ ભાળે, વેરજ વાળે, ધર્મ રાખવે તેજ દાખવે
શિયળ સાચવે મુશ્કેલીમાં, સમશેર પાસ જ્યાં—જુઓ બ્હેની૦
ધણી સતી, ફરી છતી, શક્તિ ધારી, રણે
ચારી, દે વિહારી, દુશ્મન ભારી; નવ ડરી,
વિજય કરી; લાવે ખરી, રંગ ભરી, ઘેર આ—જુઓ બ્હેની૦

**વીરબાળા—** ૧૮

નથી જોતી અવર કરગ્રહે શૂરો, શિવભક્ત થશે પતિપ્યારો,
ફરે બીજો નજર શિર થાએ ચૂરો, ક્ષત્રી લોહીતત્ત્વ શુદ્ધધારો;
યવન શરણુ મરણુ ગણુશે, વરશે ધરશે નૃપ હસ્ત અવનીમાં મારો.
—નથી જોતી૦
બાંધે કાંડે કંકણુ નર હશે પૂરો, મ્લેચ્છ દાસ કરેશું બીચારો,
બળમાં, કળમાં, નરમાં, શૂરમાં, રણુમાં પણુમાં;
પરિપૂર્ણું હશે જે રૂપાળો—નથી જોતી૦

**કેસરઆ—** ૧૯

હા હા તારી બ્હેન વટલી છું, બેગમ હું બાદશાહની ખરી.
જાઉં નહિ ડરી, તારાથી જરી, ભાન વિસરી, કે મતિ ફરી,
ઉર યાદ રાખજે, તું તારાં આ વચન, વાદ વદી મારી
સાથે તું કલહથી.
શું ફિટકાર, દિયે ગમાર, ચઇશ ખુવાર—હા હા.
ત્રોડું ક્ષત્રી તુજ ટેક, મીયાં સોપી એક, પગ ચાંપ મીયાંના
તું દિલ્હી મોઝાર.
મુગલ નાર, કરું જે વાર, ત્યારે કરાર—હા હા.
અહીં પાણી તો હરામ, જો જે જે કરું કામ, કોપાવી છે

મુંને તો તું કાઢજે સાર, ચવન દ્વાર, મારૂં પેંજાર તુને, હજારં
—હા હા.

દાસીઓ— ૨૦

વચન કટુ વચન કટુ બોલ્યા બેગમને આજ,
ઝાળ ઉઠશે અપાર આમાંથી બહુ ચડી તેને દાઝ.

વીરબાળા—

મારા કુળની ટેક મારા વદનમાં, મારા વદનમાં તેવું શૂર
મુંજ તનમાં, તેમજ હઠું નહિ પાછી હું રણમાં—મારા કુળની.

દાસીઓ—

બાદશાહ તણાં બેગમ પ્યારાને, ગમે તેમ ન બોલાય,
આમાં વિરોધ વધી ઘણો જાશે, એવું અમને દેખાય;

વીરબાળા—

હાડા કુળની હું છું દોહિત્રી, તે તો ક્યાંઇ શંકા,
નવ ખાય, એમ મનમાં, બતાવું યવનમાં—મારા કુળની.

દાસીઓ—

માન મોટા મોટા રાજવંશી એનું, રાખે છે રાત દિવસ,
તેને તમે તરછોડી રે નાખ્યાં, શાને લીધો અપજશ.

વીરબાળા—

બીરુ ન હોયે ક્ષત્રીની કુમારી, જાહેર ક્ષત્રિનો
ધર્મ જણાવું જોબનમાં, નથી એ બેગમમાં—મારા કુળની.

કેસર— ૨૧

કર્યું મારું અપમાન લઉં વેર—કર્યું મારૂં,
હોંસથી મળવા ગઇ બ્હેન જાણી ત્યાં તો થઇ બદનામ—લઉં.

ભરતખંડના શાહની બેગમ સાચી જ્યારે ત્રોડુ ગુમાન—હઉં.
બેહાલ કરી એને પકડી મંગાવુ બતાવું મુજ સન્માન—ત્રઉં.
મુગલ તખ્તની લોડી બનાવું વટલાવું એની જાત—હઉં.

કેસરબા— ૨૨

જલતીહય ખાવિંદ મેરે, દિલમેં યેહી ચીરાગ,
મેં તુમ્હારી બેગમ ઉધર, જાકે હુઇ નાપાક.
મુગલ ઘરમેં જા રહી, મુજે હયફ દીયા હઝર,
મેરી બહન બીરબાળાને, બહોત દીયા ફિટકાર-જલતી હે.
મેને કસમ ખાયા ઉધર, તુજે દિલ્હી બુલાઉં,
સચ્ચી બેગમ બાદશાહકી, મ્લેચ્છ પાની પાઉં જલતી હે.
અઝં મેરી યેહ હય ખાવિંદ, ઉસ્કું યહી બુલાઓ,
આપ ઉસ્કી સાથ નીકા, પઢકે યહાં બીઠાઓ-જલતી હે.

ઔરંગજેબ— ૨૩

મેહબુબ તું દિલગીર ન હો, અપમાન કિયા લઉં જાકે.
બેગમ બનાની બહન તેરી વો બાત નહિ મુશ્કેલ શહકે-મેહબુબ.
મગરુરીકા અંજામ ઉસ્કું, નજર તેરી બતાઊં લાકે-મેહબુબ.

કેસરબા— ૨૪

નહિ જાનેવો દિલદાર, તાબે સબ ખલક.

ઔરંગજેબ—

તેરે ચેહેરેપર કુરબાન મેરા સબ મૂલક.

કેસરબા—

હિંદુસ્તાન સારા સર કીયા, રીરન રહા કુચ્છ ફરક,
રાજપૂત પાયમાલ કરકે, તેજ કીયે સબ તરક.

ઓરંગજેબ—

મહોબત તેરીમેં મશગુલ હું, નહિ તુજસેં કુચ્છ અટક,

તેરે ખાતર કરું ફના સબ, દિલમેરે વો ખટક.

કેસરબા—

સર ઉઠાકે ખડે સામેજો, કતલ કીયા સબ કટક,

કેસરબા—

પાયમાલ પાયદસ્ત કરકે, પકડી મારે પટક.

ઓરંગજેબ—

સુકન તેરા કરું સચ્ચા મેં દિલ લગીહે ચટક,

બહન તેરીકું લાકે જલદી, પડાઉં મેરા અબક.

વીરબાળા— ૨૫

કદી શરીરના કટકા થાય, વિના ક્ષત્રિય હું નહિં વરૂં રે,

કદી અગ્નિમાં દેહ જળી જાય-વિના ક્ષત્રિય હું૦

કદી ઉગે જો પશ્ચિમ સૂર, કદી ચાલે અવળાં નદી પૂર;

કદી વિદ્વાન કરે નીચ કામ, કદી કાયર જો જીતે સંગ્રામ,

સાચી તો તો મહાદેવી દુહિતાય-વિના ક્ષત્રિય હું૦

કદી સમુદ્ર મૂકે મર્યાદ, કદી ધર્મ રાજા નવ દીએ દાદ,

પાર પાડુ મારા મનની મુરાદ. ત્યારે સાચો થાય કેસર સંવાદ;

દિલ્હીપતિ ધોએ મોઢે પાછો જાય-વિના ક્ષત્રિયહું૦

વીરબાળા— ૨૬

નહિ જોશે મુખ એમ મારૂં રે, સિંહણુ બાળ વાળ મળે ન જીવતા નહિ જોશે.

વારે વારે કહીએ તોય અસર મુજપર કદી નથી થનાર.

ધર્મ કર્મ કેમ છોડું મુજ માત, ઉદર લજાવું ન પ્રાણ જતાં.
નહિ જોશે.
પરજાતિ કેમ વરૂં એ છે પ્રતિજ્ઞાય, ક્ષાત્રય વિના નવ જાણું બીજે
કદી જીવ ભલે જાય અગ્નિમાં તપાવતા— નહિ જોશે.

વીરબાળા— ૨૭

ખરીદ્યા છે સોને, મુગલ મહીપાળે રજપુતો,
દીધાં મૂલ્યો સોનાં, કરશિર ધર્યા છે સરવકો;
તમોને હે રાણા ! ખરીદ કરવાને મથી મર્યો,
તથાપિ તે હાર્યો, મૂલ્ય દઇ હજી તે નથી શક્યો.

આ પત્ર વાંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા.
લખીતંગ વિમળા દાસી, છું તવ દર્શનની પ્યાસી,
છું રાઠોડ પુત્રી પ્યારા, તમે ખબરજ લેજો મારા.
મુગલોથી કાગળ આવ્યો, મુજ પિતાને એણે ડરાવ્યો,
તેથી કરે વિચાર નઠારા, તમે ખબરજ લેજો મારા.
એણે વસંત પંચમી ધારી, છે લગ્ન તણી તૈયારી,
તે દિન પહોંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા.
જેમ રૂકિમણીએ પણ લીધું, તેમ મેં પણ અહીંયા કીધું,
હે કાન્ત કૃષ્ણ છો મારા, તમે ખબરજ લેજો મારા.
નિર્વીર પૃથ્વીને દેખું, કોઈ માઇ પુત નવ પેખુ,
એક રાણા નર છો ન્યારા, તમે ખબરજ લેજો મારા.
અરે ! પરધર્મીને વરવું, તે થકી બહેતર છે મરવુ,
થયા ક્ષત્રિય સવે બીચારા ! તમે ખબરજ લેજો મારા.
નથી અવર ઉપાયજ મારો, ક્ષત્રીનું બિરદ વિચારો,
છું દીન તમારી દારા, તમે ખબરજ લેજો મારા.

વીરકળા— ૨૮

સખી પ્યારી—સહચરી તું મારી, કેમ વિસરૂં સજની,
રમ્યાં સંગાથે બાળપણામાં, કેમ ભૂલું વાતો મોજની;—સખી.

વીરબાળા—

પણ પ્રિયતમના પ્રેમ પાશમાં, પડયા પછી વિસરે સજની,

વીરકળા —

સુખ દુઃખનો સાથી જેમ પ્રિયતમ, તેમ તુને જાણું સજની—સખી.
સખીને સ્વામી જાણું સરખાં; મન વિસામાનું એ સ્થાન;

વીરબાળા—

કમનસીબે મુને ન એક. તું ગયા પછી થશે નિદાન —સખી.

દરબારીઓ— ૨૯

પ્રતાપી ભૂપ રાજસિંહ, રાણા કુળ શોભતા,
વિજયી નિશદિન ,ઉદેપુર, નૃપ છો છતા.
શિશોદીયાનું નામ સુણી, શત્રુ શિશ નામતા,
ચિતોડ તખ્ત સૂર્યરૂપ, ભર્તખંડે ભાળતા.
મુગલ મથી મથી મર્યા, શિશોદી સિંહ બાંધવા,
સંબંધી નિજ ભ્રષ્ટ ક્ષત્રી સાથ હાર સાધવા.
અટંકી ટેક સૂર્યવંશી, નવ નમ્યા મ્લેચ્છને,
અખંડ અવિછિન્ન રહી, રાણા કીર્તિ શ્વેતતે;
સાની ધપમ, ગરેસાની ધપ, —પ્રતાપી.
સુખી રહો, વિજયી થાઓ, નિશદિન, પનીનાનીનીની
સા. રે, સા, ની, ની ધ, પ, મ, ગ, રે, સા, ની, ધપ. મ,ગ,રે—
—પ્રતાપી.
સા. ગ, પ, ની, સા. સા,ગ,રે મ,ગ,રે રેરેરે—પ્રતાપી.

ચંદાવત— ૩૦

જ્યાં લગી શિશ શિશોદીઆના રહ્યાં; રણ વિશે ઝુઝવા વળગી તનને.
ત્યાં લગી નાર એ પુત્રી રાઠોડની; નહિ વરે કોઇ કાળે યવનને.
પંચમી મોર રાણાજી પહોંચો જઇ, વાત શું વીર દિલમાં વિચારો,
હોતો જઇ એકલો લાવી હાજર કરૂં, શૂર અજમાવવા આપ વારો.
નામનાં નીર રાખી રણે ઝુઝવું, વીર નર પાય કેમ પાછો દેશે,
શરણાગતને શરણ જો નહિ આપશું, ક્ષત્રીનો પિંડ પિત્રી ન લેશે.

વીરકળા— ૩૧

આનંદ ધરી અંતરમાં, પ્યારા હણો અરિ પળમાં,
દુશ્મન વિદારો દળમાં, શૂરા જઇ રણ સ્થળમાં.
આ ચતુરાના ચંદાવત, પ્રિય રાણાજીના પટાવત,
શૂરતા ધરી નિજ શરમાં, કાપો કઠિણ રિપુ કળમાં-આનંદ.
દેશે વિજય મહા દેવી, આશિષ અર્પું એવી,
ઠરી ના રહો હવે ઘરમાં, પ્યારા હણો અરિ પળમાં-આનંદ.

ચંદાવત— ૩૨

રહી તું વસી ઉરે તું વસી,
મનમોહના તું તો રહી વસી.

વીરકળા—

નાથ ના ધરો મોહ ના ધરો,
હસી સંચરો પ્રિય રણમાં ધસી.

ચંદાવત—

હજી કંકણ દોરા છુટયા ન કરથી, આવ્યો પ્રસંગ ત્યાં આ મિયા કેવો,

વીરકળા —

એમાં કસોટી તમારી રહી છે, ક્ષત્રી ન જાય કહી ખસી.—હસી.

ચંદાવત —

માને નહિ મન તું છે નવોઢા, ધાર્યું હતું શું ને શું જ થયું!

વીરકળા—

મેળવશે પ્રભુ જય જશ આપી, જાઓ અસિ કમરે કસી.—હસી.

ચંદાવત—

જાળવજો કુળ ધર્મ તમારો, આવે સમે બીજું શું હું કહું.

વીરકળા—

એવું શું બોલો રાખો પ્રતીતિ, દાસી જવાની નથી ફસી—હસી.

વીરકળા— ૩૩

રહે છે શાને વસવસો મનમાં, નિત્ય ચિત્ત પ્રીત પ્રિયતમમાં!
દોષશો નયણે નિહાળ્યો અમમાં—શાને.
મારી રીતિ હું જાણું છું—પ્યારે મારે શું રે આવી,
શંકા લાવી કહ્યું મરમમાં—શાને.

કેસરબા— ૩૪

આરે કટાક્ષ ક્યાં પાછી ફરી છે, પાછી ફરી છે ક્યાં જાદુ
ભરી છે; સહી શકે નહીં તાપ સુરેંદ્ર—પાછી.
ભર્તખંડના બારે ભૂપતિ, ભય વીણ ભમતા નમતા ન
કરથી, મુગલ તખત પાય પડયા આવી એકંદર, સેવા ધરીછે.—આરે.
થરથર કંપતા નામ સુણી સુલતાન, રમકડાં શાહ
તણા બન્યા સૌ મૂકી માન,
એવો જે બાદશાહ, સહે નહિ મુજ શર, જ્યાં દ્રષ્ટિ કરીછે.—આરે.

અરે કદી પછી આવે સામો રાણો, આ મુખ નિરખતો
રહે ન શાણો,
પાણી પાણી વચને કરી દઉં નિર્બળ આ છુપી છરી છે.—આરે

અજેપાલ— ૩૫

વીરબાળા પરણું અરે હા વીરબાળા પરણું,
હારે કર્મે આડેથી ઉડી ગયું તરણું.
દેવળે પહોંચ્યું બની ઠની પળમાં, એલા આવી તરહંગા,
વીરબાળા આવી, વોય ઘોડા લે હાય આવી.

તરહંગો—આ તે વીવા કે ઘર ઘરણું—વીરબાળા.
અજેપાલ—છળ બળ કળથી, ખપવું રાણામાં, મુછું વાળવી,
તરહંગો—અજેપાલ પટીયાં પાડતાં,
અજેપાલ—રાણો બનીને, એં હેં હેં હેં.
તરહંગો—પછી તો હેં હેં હેં, આ તો અજેપાલ બંકો,
અજેપાલ—જેનો વાગશે દુનીયામાં ડંકો, મોટારાજાનો હું નવગણું—વીરબાળા

સખીઓ— ૩૬

સરવે સખીઓને શિખ દઉં રે, સતીનો સાચો શું શૃંગાર,
સુખ દુઃખમાં પણ નવ વિસરો. સદ્ગુણના અલંકાર.
સાડી શિયળની, રૂડી અંગપર ધાર, ચોળી શરમની પરિધાન પ્યાર,
પતિવ્રતા છાપ અંબોડો માથે, પતિ સેવા પૂજા વ્રત કંકણ હાથે;
પરઘર બંધન બાંધો ઝાંઝર પાયે, પિયુ પ્રસન્નતામાં ધ્યાન રાખો સદાયે.
નિરખે ન અન્ય પુરૂષ, અંજન એનું, પતિ પ્રશંસા ગુણ ગાયન તેનું;
સાસુ સસરા સેવા નણંદ સંભાળો, તો તો સંસાર લાવો લેશો સારો.

વીરબાળા— ૩૭

પ્રિય હવે ધારણા કરો આહાર, પુષ્પ કળી ખીલી રહી,
અમિત છો તમે કરૂં હું સેવા, પિયુ ભોજન કર્યા છે તૈયાર;
ક્ષત્રિય રીતિ વત્, હવે અહીં પિયુ આ દાસી કરો અંગીકાર—પ્રિય૦

વીરબાળા— ૩૮

સૂરજ કુળ શોભિત ઉદેપુરવાસી, કરો હાસી હું છું પ્યાસી,
પ્રેમની, સમે આવ્યા ભાવ્યા, મહીપતિ ટેકી—સૂરજ૦
અન્યજનુની સિંહ આપની, નીર રાખ્યું નૃપ આવીને,
પ્રભા પ્રકાશે તેજ તાપની, ક્ષત્રિય તનુ પ્રેમ લાવીને.
પત્ર પ્રેમથી વાંચી પધાર્યા, સઘ અશ્વ દોડાવીને,
નરવર, કરધર, શૂરવીર રાણા મળીઆ, બળીઆ,
વરીઆ, પળીઆ, દુખીયા, દરીઆ, તરીયાં, ઠરીયા;
ફરીયા, સુખીયા, વસીયા, રસીયા.—સૂરજ૦

રાજસિંહ— ૩૯

મળ્યાં સુભાગ્યે સુંદર રતિ જેવીરે ( ૨ )
પ્રેમદા પ્રેમથી કરૂં મુજ પ્રિયા, સ્થાપું સદા હૃદય દેવીરે. મળ્યાં૦

વીરબાળા— ૪૦

ચિત્તડું હવે મારૂં એહ વિચારે ચડયું છેરે પીયુ મારા.
દળ દુશ્મનનું આવીને અહીં પડયું છેરે પીયુ મારા.
હું જાણું નાથજી છાનાં નીકળી જઇએરે. પીયુ. માર.
શત્રુમાં જરાએ જાહેર, નવ થઇએરે. પીયુ મારા.
કેમ આપું રૂખસદ, મુજ દિલના વિસામારે. પીયુ મારા.
છો આપ એકને, અનેક એ છે સામારે. પીયુ મારા.

રાજસિંહ— ૪૧

નવડર સમશેર ફેર જઈ કરશે, દુશ્મનો હજાર હોય સામા
હજાર હોય સામા!
રાણી આવી કરો શી વાત, છુપાં જઈ લજવીએ જાત,
છાતી ઠોકી કહી ત્રણવાર, ચાશું પસારજએનિશ્ચય મુજવામા,
—હજાર.

મેવાડ ગાદીપતિ જે કહેવાય, જાહેર થયા વિના નવ જાય,
ગુપ્તતમોને લઈજાઉં અંહીંથી, શીશોદીઆની શી શોભા હેભામા.
ભક્ષ લઇ ભાગે તે શિયાળ, પણ આ તો સિંહ ક્ષત્રિય બાળ;
થાઓ તૈયાર અશ્વ લઇ સંગે, એ જાણે પણ ક્ષત્રી રંગજરામા.
—હજાર.

કંચનીઓ, દરબારીઓ— ૪૨

સાદી મીજલસ તેરી ખુશનુમાં
ખુદા હરગીઝ તેરે મુલકમે
ધન્ય દિલ્હીશાહ પગ રેગરે રે ગમ પગ પગ જયજય
સાની ધમ ધમ જય જય ની સારે ગરે સાની ધપ
ખુશ રહો પગ રેગ રેરે—સાદી.

નાયકાઓ— ૪૩

નવસા સોહાય ગાય રે આગેં દેયાં,
બનરા બંધાય જાય, રે મોરી સૈયાં.
રત્નજડોત સિર મુગટ તોરે, કંઠે નીલમહાર,
દુલ્હા દુલહનકો મોહે, તઅ દિલ હોવે કરાર;
મોતી વાલે ડૂલે, વધાવું મેં ફૂલે, દેખત ભાન ભૂલે—નવસા.

ચાંદીસેં ઉજ્વળ બનીરે, સાદી દિલ્હીશાહ,
ચલો સખી સબ મીલકે, દેખે જહાં નવસા;
દેખો કનૈયા, જસવંત કે જમૈયા, લઉં મેં બલૈયાં—નવસા.

વીરબાળા— ૪૪

તમે પ્રાણુાધાર છો પાસ, શ્રમ શેનો લાગેરે.
વદન નિહાળું વેમથી હર્ષ તણો નહીં પાર,
ઉત્કંઠા દિલમાં હતી તે તો મળીયા હૈયાના હાર;
મારા સુભાગ્યેરે.—તમે પ્રાણુ.
સીતાને જેમ રઘુપતિ પ્રહ્‌લાદને નરસિંહ,
એ રીતે રક્ષણુ કર્યું તમે મારૂં રાણુા રાજસિંહ;
આવ્યા મારી આગેરે,—તમે પ્રાણુાધાર.

રાજસિંહ— ૪૫

અજેપાલ શાહઆલ છે માત તારી.
હરી લાવીયો કેમ તું શાહ નારી;
અરે જાણુતો શૂર સરવે ખડયા છે.
નહિ ભૂમિમા તુજ જેવા પડયા છે.

કેસરબા— ૪૬

મેં વગર સમજ (૨) આ ઉઠાવ્યો મોટા ફીસાદ,
હું અપરાધી છું આપની કરશો રાણુાજી માફ.
હું દુશ્મનના ( ૨ ) ઘરની ઔરત મોજુદ,
હું શરણુ તમારા ચરણુમાં, સુણો રાણુાજી ખુદ.

**કેસર—** ૪૭

ક્રૂર મારૂ થયું હુંથી બુરું, બ્હેનીરે ફર્યો મગજ મારો,
ભૂલી હું બંધ સંબંધ,—ક્રૂર.
અંકુર ક્ષત્રિયના તુમાં જોયા બેની પૂરા,
યવન ઘેર ખોયા જઇને દારા થઇને.
સંગ રહીને, કરી મેં ગુમાન.
ભૂલી ભાન, થઇ નાદાન;
મોટો મચાવ્યો જંગ;—ક્રૂર૦

**રાજસિંહ ને સર્વ મળી—** ૪૮

અમલ આપનો ઉન્નતિ દેશની તો વધારે,
સૌ જન સ્વતંત્ર ધર્મમાં કોઇને;
હરકત કરી કદી ન મારે—અમલ૦
રૈયતને એકત્ર થવા દો તમે તો,
આબાદી રાજની સંપ વધારે—અમલ૦
કર ઘણા દેશપર નાખીને લોકનું,
નિર્ધનપણું થતાં વિચારે—અમલ૦
ભરતખંડે અવિચળ રહેવું જો હોય તો,
ગણવા સમાન સૌને તમારે—અમલ૦



# મોરબી નાટક કંપનીનાં

## સચિત્ર મોટાં પુસ્તકો.

હરેક કોમની સ્ત્રીઓને સદ્‌બોધ ગ્રહણ કરવા યોગ્ય,
પાતિવ્રત્ય પ્રભાવદર્શક અત્યુત્તમ પુસ્તકો.

સુકન્યા-સાવિત્રી નાટક—( રંગ બેરંગી બાવીસ સુંદર ચિત્રો સહિત) મૂલ્ય રૂા. ૧-૮-૦.

મહાસતી અનસૂયા નાટક—( નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલું સુંદર ચિત્રો સહિત ) મૂલ્ય રૂા. ૧-૪-૦

ભર્તૃહરિ નાટક—( સચિત્ર) મૂલ્ય રૂા. ૧-૪-૦

ચાંપરાજ, ત્રિવિક્રમ, ત્રિયારાજ, જગદેવપરમાર, રાણકદેવી, ચંદ્રહાસ, રાજસિંહ. એ પ્રત્યેકનું મૂલ્ય રૂ. ૧-૦-૦

મલજી આશારામ ઓઝા.

કેશર, કસ્તુરી, અંબર વગેરે દેશી વનસ્પતિની બનાવેલી

# "રૉયલ ટૉનીક પીલ્સ."




( રજીસ્ટર્ડ નં. ૧૮૦ વાળી )

દરેક પ્રકારની નબળાઇ દૂર કરી પુરૂ-ષાતન આપે છે, ભુખ વધારી અવયવોને તાકાત આપી શરીરનું પોષણ કરે છે. એટલુંજ નહિ પણ ફકત ત્રણ દિવસમાં પોતાની અદ્દભુત શકિત આબેહુબ બતાવે છે, વળી સ્ત્રીઓના અનિયમીત માસીક રોગને અટકાવી ગર્ભસ્થાનને સુધારી તનદુરસ્તી બક્ષે છે.

નકલી માલથી સાવચેત રહેજો.

**કીમત ૩૦ ગોળીની બાટલીનો રૂા૦ ૧-૪-૦**

એકથી ત્રણ બાટલીના ટપાલ ખર્ચના ત્રણ આના.

દરેક દવા વેચનારની પાસેથી મલશે.

## ગોવિંદજી દામોદરની કંપની.

જથાબંધ તથા છુટક દવા વેચનાર.

૭૦ શેખમેમણસ્ટ્રીટ, નં૦ ૩ સુતારચાલ-મુંબઈ.

# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તથા મુંબઇમાં બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કું પની ઠે. કાલબાદેવી રોડ અને અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની દુકાનેથી તથા વડોદરામાં બુકસેલર મોહનલાલ મનસુખરામ ઠે. લહેરીપુર દરવાજા પાસેની દુકાનેથી રોકડી કીંમત મોકલી અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | |
|---|---|
| સુકન્યા—સાવિત્રી નાટક મોટું. (સચિત્ર) | ૧—૮—૦ |
| સદર ગાયન... ... | ૦—૨—૦ |
| ભર્તૃહરિ નાટક મોટું (સચિત્ર) | ૧—૪—૦ |
| સદર ગાયન... ... | ૦—૨—૦ |
| સતી અનસૂયા નાટક મોટું (સચિત્ર) ... ... | ૧—૪—૦ |
| સદર ગાયન ... | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક મોટું... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... | ૦—૨—૦ |
| રાણકદેવી નાટક મોટું ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... | ૦—૨—૦ |
| ત્રિયારાજ નાટક મોટું ... | ૧—૦—૦ |
| સદર ગાયન ... ... | ૦—૨—૦ |
| ત્રિવિક્રમ નાટક મોટું ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... | ૦—૨—૦ |
| જગદેવ પરમાર નાટક મોટું. | ૧—૦—૦ |
| સદર ગાયન ... ... | ૦—૨—૦ |
| ચંદ્રહાસ નાટક મોટું. | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| કંસવધ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| વીરબાળા નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| દેવયાની નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| રાજતરંગ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| વિશુદ્ધ વિજયનાં ગાયન | ૦—૨—૦ |
| સરસ્વતી નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| બુદ્ધદેવ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| મહાલસા નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| અંબરીષ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| સાવિત્રીપ્રાબલ્ય નાટકનાં ગા. | ૦—૨—૦ |
| શૃંગીરૂષિ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| પુનર્જન્મ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| બલિરાજા નાટકનાં ગાયન | ૦—૨—૦ |

મૂલજી આશારામ ઓઝા.